*Infants' Primer on new lines.*

# નવીન બાળપોથી.

ભાગ ૧-૨.


Prepared by,

**Mohanlal P. Bhatt**

Retired Gujarati Assist. Deputy Educational Inspector, KARACHI.

યોજનાર:

**મોહનલાલ પ્રભાશંકર ભટ્ટ**

વાનપ્રસ્થ ગુજરાતી આસિસ્ટંટ ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, કરાચી.



ત પહેલી ૫૦૦૦

સંવત ૧૯૮૬
ઇ. સ. ૧૯૩૦

કિંમત પાંચ પૈસા.

*Infants' Primer on new lines.*

# નવીન બાળપોથી.

ભાગ ૧-૨.

Prepared by,

**Mohanlal P. Bhatt**

Retired Gujarati Assist. Deputy Educational Inspector, KARACHI.

યોજનાર:

**મોહનલાલ પ્રભાશંકર ભટ્ટ**

વાનપ્રસ્થ ગુજરાતી આસિસ્ટંટ ડેપ્યુટી એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર, કરાચી.

આવૃત્તિ પહેલી.

પ્રત ૫૦૦૦

સંવત ૧૯૮૬

ઇ. સ. ૧૯૩૦

કિંમત પાંચ પૈસા.

## પુસ્તક મળવાનાં ઠેકાણાં

૧ કર્તા પાસેથી. પછેગામ, પોસ્ટ-વળા. કાઠિયાવાડ.

૨ આદિત્યમુદ્રણાલય, રાયખડ, અમદાવાદ.

૩ જગજીવન જટાશંકર પાઠક,

સ્કૂલરોડ - રણછોડ બિલ્ડીંગ.

રામસ્વામી ગાડીખાતા-કરાચી.





મુદ્રણસ્થાન : આદિત્યમુદ્રણાલય, રાયખડ રોડ, અમદાવાદ
મુદ્રક : ગજાનન વિશ્વનાથ પાઠક

# ઉદ્દેશ.

**"ચિત્ર ઉપરથી શબ્દ ઉપર અને શબ્દ ઉપરથી અક્ષર ઉપર સહેલામાં સહેલે રસ્તે લઈ જઈને પહેલે પગલેથી જ નાનાં બાળકોને વાંચવાનો શોખ જાગ્રત કરવો"** એ આ પોથીનો મુખ્ય ઉદ્દેશ છે. ચિત્રોવાળા તમામ શબ્દો એવી રીતે ગોઠવ્યા છે કે ચાર અક્ષરના લાંબા શબ્દમાં પણ માત્ર એક જ અક્ષર નવો અને બીજા બધા પાછલાં ચિત્ર દ્વારા પરિચિત થઇ ગએલા હોય. આથી વગર મુશ્કેલીએ આખો શબ્દ અને નવો અક્ષર બાળક સ્વાભાવિક રીતે જ ગ્રહણ કરી શકશે. આ પ્રમાણે નવો મૂળાક્ષર ઓળખી લીધા પછી એ અક્ષરની છાપ દૃઢ કરાવનારા બીજા પરિચિત શબ્દોનો સંગ્રહ બાળકો હોંસે હોંસે અને સ્વાશ્રયથી જ વાંચી શકશે.

ઘણાં વરસોથી ચાલતી આવેલી ધરેડ મુજબ બધા મૂળાક્ષરો શીખવી લીધા પછી જ સ્વરોની સંજ્ઞાઓનું જોડાણ કરવાનું આપણે બાળકોને શીખવીએ છીએ. આમ કરવાથી મૂળાક્ષરોનું શિક્ષણ ઘણે ભાગે રસ વગરનું થઇ પડે છે. વળી કેવળ વ્યંજનોથી બનતા બાળ પરિચિત શબ્દો આપણી ભાષામાં ઘણા ઓછા હોવાથી, શીખવેલા અક્ષરોનો મહાવરો બહુ ઓછા પ્રમાણમાં કરાવી શકાય છે અને તેને અંગે બાળકોના મગજમાં અક્ષરોની છાપ તેટલી આછી પડે છે. આ ખામી દૂર કરવાના ઉદ્દેશથી આ પોથીનાં પહેલાં નવ પાનાં સુધીમાં લીધેલા ૧૬ મૂળાક્ષરોની સાથે પહેલેથી જ કાનાનું જોડાણ કરવાનું યોગ્ય લાગ્યું છે. ન અને મ જેવી અર્થ વગરની સંજ્ઞાઓને બદલે **ના** અને **મા** જેવા અર્થવાળા શબ્દો શીખવામાં બાળકોને વધારે રસ પડે છે. વળી આ યોજનાથી મહાવરાનાં ઘણા શબ્દો અને વાક્યો બાળકો સમક્ષ રજુ કરી શકાય છે; એથી વાચનનું

શિક્ષણ વધારે દૃઢ, સરળ અને રસવાળું બની શકે છે. આ માર્ગે કામ લેવાથી બાળકોના શ્રમનો તથા અમૂલ્ય વખતનો પણ ઘણો બચાવ થશે એમ મારૂં માનવું છે.

૧ થી ૯ સુધીના અંકોને મળતા આવતા ખંડોવાળા મૂળાક્ષરો પહેલા લીધા છે, તેથી બન્ને વિષયનું શિક્ષણ વધારે સરળ બની શકશે.

શરૂઆતમાં ઉચ્ચારો સુધારવાની બહુ કડાકુટમાં ન પડવું પડે એવા હેતુથી ઉચ્ચારોની મુશ્કેલીવાળા—ષ, શ, ઞ, ટ, ઠ, ડ, ઢ, ણ અને ળ જેવા મૂળાક્ષરો પાછલા ભાગમાં ગોઠવ્યા છે. બધી જાતની અનુકૂળતા સચવાય તેવી રીતે મૂળાક્ષરોનો ક્રમ ગોઠવવા બનતું કર્યું છે.

સહેલથી વાંચીને સમજી શકાય તેવી **પુષ્કળ સામગ્રી** જ્યાં સુધી બાળકોને આપવામાં ન આવે, ત્યાં સુધી વાચનમાં ઝડપ કે સરળતા આવી શકે જ નહિ, એમ હું અનુભવથી માનું છું; અને તેથી પોથીનું કદ આ કરતાં વધારે ન્હાનું કરવાનું મને ઉચિત લાગતું નથી.

બાળક શાળામાં દાખલ થાય ત્યારથી શરૂઆતના કેટલાક મહીના સુધી **શિક્ષક અને શિષ્ય** બેઉને જે જે **વિટંબણાઓમાંથી** પસાર થવું પડે છે, તેનું વર્ણન કરવું અશક્ય છે. આખી જિંદગી એ કામમાં ગાળ્યા પછી તેમાંથી નિવૃત્ત થયા છતાં પણ એ વિટંબણાનાં ચિત્રો મનમાંથી દૂર થઇ શકતાં નથી. આ ખાતે મારા હૃદયને શાન્તિ આપવાના ઇરાદાથી જાતજાતની મુશ્કેલીઓની સામે થઇને આ પોથી બહાર પાડું છું. એ કેટલે અંશે સફળ થશે એ ભાવિને આધીન છે.

માર્ગ બતાવવાનું કામ **સહેલું** છે, પણ નવો માર્ગ કરવો એ **મુશ્કેલ** છે. માટે ખામીઓ તરફ દુર્લક્ષ્ય કરીને આ પોથીમાં બતાવેલી પદ્ધતિ સૌ કોઇ ધ્યાનથી તપાસી જુએ અને પછી તેનો પ્રયોગ અજમાવી જુએ એવી મારી નમ્ર યાચના છે.

પછેગામ. પોસ્ટ–વળા.<br>કાઠિયાવાડ<br>ધનતેરશ. સંવત્ ૧૯૮૬ } **મોહનલાલ પ્રભાશંકર ભટ્ટ.**

# નવીન બાળપોથી. ભાગ-૧.



મા. મમ.



મા. નમન.

ન. ના. નાના. નમ.

મ. મા. મામા. નામ.

---

સૂચના-(૧) શીખવનારે ટુંકાં ટુંકાં વાકયોથી બાળકોને





ગ.

નાગ. ગા.

મગ. માગ. ગામ. મગન.

---



ર. રમા.

રા. મારા.

ગાગર. રામ. મમરા.

---

ચિત્રની સમજણુ પાડવી. જેમકે—આ મા છે, આ છોકરી છે, એનું નામ રમા છે, આ બચ્ચુ છે, બચ્ચુ મમ-મમ માગે છે, રમા બેન ખવરાવે છે. આ મગન છે, મગન માને પગે લાગે છે, મગન નમન કરે છે, વગેરે.

(૨) બાળકો રસથી સાંભળી શકે તેવી તરેહ તરેહની વાતો આપેલાં ચિત્રોના વિષય ઉપર ઉપજાવી શકાય.

(૩) બાળકોની રૂચી અનુસાર લખાણુની શરૂઆત કરવી. તે વખતે પહેલો **ન** અને પછી **મ** શીખવવો.





પ.

પગ. પાન. પા.

---





ગાય. રથ.

| ય | યા | ગયા | ગાયન. |
|---|---|---|---|
| થ | થા | થયા | પથરા. |

---

સૂચના—ન, મ, ગ, ર અને પ, એ પાંચ સહેલા મૂળાક્ષરોની સાથે સાથેજ ૧ થી પાંચ સુધીની સંખ્યા ઓળખાવવી સહેલી પડશે. તેવીજ રીતે ૬, ૭, ૮ અને ૯ નો સંબંધ ૬, થ, ત અને લ ના ખંડો સાથે જોડી શકાશે:

( મહાવરાનાં વાક્યો )

મગન, ગાયન ગા.

મા, મામા ગયા ?

મામા ગામ ગયા.

રમા, રથ પર રમ.



ગજ.



જ.



ગાજર. રાજા. જા.

| | | | | |
|---|---|---|---|---|
| જરા | રજ | જા | જયા | નજર. |
| જમ | ગજ | રાજા | રજા | મગજ. |





ક.

નાક.　　　　　　કાન.　　　　　　કા.

કામ.　　કર.　　કાપ.　　કાકા.　　મકન.

---





ત.

કાતર.　　　　　　તાર.　　　　　　તા.

| | | | | |
|---|---|---|---|---|
| તર | રાતા | તારા | રતન | તરત. |
| તંજ | માતા | તમારા | રમત | તમામ, |

---





લ.

કલમ. લાત. લા.

| તલ | ગાલ | માલ | મલમ. |
|---|---|---|---|
| ગલ | કાલ | લાલ | મગનલાલ. |

---

( મહાવરાનાં વાક્યો. )

મા, જયા જાય?

જયા, જા.

મગન, નમન કર.

રામલાલ, રમત કર.

તારા કાકા ગયા?

મારા કાકા કાલ ગયા.

---





ચ.

ચમચા. ૪ = ચાર. ચા.

| કાચ | ચા | કાચા | ચમન. |
|---|---|---|---|
| ચાક | ચાલ | પાકા | ચાકર. |





સ.

સલામ. ૭ = સાત. સા.

| સારા | સરસ | સાકર | કસરત. |
|---|---|---|---|
| માસા | સરત | કાસમ | |







૯ = નવ. કરવત.



વ.

તરવાર.

વા.

| જવ | વા | નવલ | વાર. |
|---|---|---|---|
| લાવ | વાલ | પવન | સવાર. |

---







૧૦ = દસ.

દરવાજા.

દાદર.

દ.

દા.

| દર | દાદા | વરસાદ. |
|---|---|---|
| દસ | દવા | |

---





બદામ. બતક. કાબર.



બસ | બાર.



બા | બાગ.



બાપા | બતાવ.

૧૨ = બાર.

બાવા | બરાબર.

---

( મહાવરાનાં વાક્યો. )

રમા, કરવત બતાવ.

રતન, બતક બતાવ.

ચમન, તરવાર બતાવ.

મકન, ચાક લાવ.

નવલ, સાત બદામ લાવ.

વામન, દસ પાન લાવ.

કાસમ, કસરત કર.

---






પાઈ.



ઈસ.



ચકલી.



દરજી.



બકરી.

રકાબી.



દીવી.

 



ઈજાર.



સિપાઈ.



સિતાર.

| | | | |
|---|---|---|---|
| ી = ઈ | લઈ | ગઈ | બાઈ. |
| િ = ઇ | દઈ | થઈ | રાઈ. |

( ઝડપથી વાંચી જવાના શબ્દો )

| | | | |
|---|---|---|---|
| પા, | પી. | માસા, | માસી. |
| જા, | જી = જી. | લીલા, | લીલી. |
| મામા, | મામી. | રાતા, | રાતી. |
| કાકા, | કાકી. | સાચા, | સાચી. |
| દાદા, | દાદી. | તારા, | તારી. |
| નાના, | નાની. | તમારા, | તમારી. |
| સારા, | સારી. | માગ, | માગી. |
| મારા, | મારી. | ચાલ, | ચાલી. |

| | | | |
|---|---|---|---|
| નવા, | નવી. | રમ, | રમી. |
| કાચા, | કાચી. | લાવ, | લાવી. |
| પાકા, | પાકી. | બતાવ, | બતાવી. |

---

| | | | |
|---|---|---|---|
| પિતાજી | લલિતા | કવિતા | સિપાઈ. |
| વિજયા | સવિતા | ઈનામ | દિવસ. |

---






છરી.




૬. = છ. માછલી. છીપલી.

| | | | |
|---|---|---|---|
| છબી | છાપ | પછી | છગન. |
| છાતી | છાલ | પાછી | |

---





ઘર. વાઘ. ઘાઘરી.

| | | | |
|---|---|---|---|
| ઘા | ઘર | ઘસ | રાઘવ. |
| ઘી | ઘન | ઘાસ | |

---




મધ

બધા

ધજા

બધી.

| | | |
|---|---|---|
| ધન | લીધી | ધીરજલાલ. |
| લીધા | પીધી | |

---

( મહાવરાનાં વાક્યો )

બાપા બદામ દઈ ગયા.
બા સાકર દઈ ગઈ.
સવિતા છબી લાવી.
વિજયા પાન લાવી.
રમા લીલી ધજા લાવી.
સરલા રાતી ધજા લાવી.
ધનબાઈ સિતાર લાવી.
સીતા ગીત ગાવા લાગી.







ભમરી. ભરતની છાપ. ભીલ.

| | | | |
|---|---|---|---|
| જીભ | ભા | ભાભી | ભગવાન. |
| ભલા | ભાત | ભાજી | ભજન. |
| ભલી | ભાઈ | ભાગ | ભીમભાઈ. |







ખલ. ખમીસ. માખી.

| નખ | ખા | તીખી | ખીર | વખત. |
|---|---|---|---|---|
| લખ | તીખા | નાખી | ભાખરી | ખબર. |
| નાખ | ખારા | ચાખી | ખાખરી | દરાખ. |
| રાખ | ખાધા | લખી | ખાધી | ભીખાભાઈ. |

---







અદબ. અજગર. આર.

| આ | આવ | આમ | અમારા | અકબર, |
| --- | --- | --- | --- | --- |
| આજ | આવી | આપી | અમારી | અમીજી. |
| આમ | આખી | અવાજ | અદબ | અલીભાઈ. |

( મહાવરાનાં વાક્યો )

રાઘવ, આમ આવ.

આ ચાક લઈ જા.

પછી ધજા લખી બતાવ.

અકબર, રાતી ધજા લઈ જા.

અલીભાઈ, લીલી ધજા લઈ જા.

ભીમભાઈ, આ નવી ધજા લઈ જા.

ભીખાભાઈ, ધજાની રમત કરાવ.

( ભાગ-૧. સમાપ્ત. )

# નવીન બાળપોથી. ભાગ-૨.

---

## પાઠ—૧.



૧ = એક.





૨ = બે.

= એ.









૧૩ = તેર.

કેરી.



તપેલી.



મેજ.



ખારેક.



બેન લખે છે.

| જે | એમ | એની | પેલી | અમને. |
|---|---|---|---|---|
| તે | કેમ | પાસે | કેવી | એમની. |
| લે | માગે | આવે | આઘે | જલેબી. |
| દે | આપે | બેસે | રમે | આપજે. |

મારી પાસે બે કેરી છે.
એક કેરી કાચી છે.
બીજી કેરી પાકી છે.

પાકી કેરી નરમ છે.
કાચી કેરી સખત છે.
મારે પાકી કેરી ખાવી છે.
કેરી અમને ભાવે છે.

---

## પાઠ—૨.





૨૦ = વીશ.

શીશા.

| છાશ | કાશી | લઈશ | આવીશ | જમશેદ. |
|---|---|---|---|---|
| શાક | કેશવ | દઈશ | માગીશ | જાગશે. |
| લેશે | રેશમ | ખાઈશ | માગશે | લખશે. |

બેન, ભરત ભરી દઈશ?
ભાઈ, બાપા રેશમ લાવશે,
પછી સરસ ભરત ભરીશ.

---

બા, ખાવા આપીશ ?
મને શાક ભાખરી ભાવશે.
બા, મગ તીખા છે.
ભાઇ, આ મધની શીશી લે.
મધ સાથે ભાખરી ભાવશે.

---

## પાઠ—૩.







૮ = આઠ.    શેઠ બેઠા છે.    કાઠી.

| મઠ | દીઠા | બેઠા | ઠીક. |
|---|---|---|---|
| પાઠ | દીઠી | બેઠી | મીઠી. |

તમે અમારા શેઠ દીઠા છે ?
પેલા અમારા શેઠ છે.
શેઠ ગાદી પર બેઠા છે.

બેઠા બેઠા લખે છે.
શેઠે મને આઠ કેરી આપી છે.
ભાઈ, આ કેરી તમને ભાવશે ?
કેરી કેવી મીઠી લાગે છે !

---

## પાઠ—૪.



ડગલી.



ડબી.



ગાડી.

| ડબા | જાડા | જાડી | ડાબા | અડે. |
|---|---|---|---|---|
| ડાઘા | ખાડા | પાડી | ડાબી | અડશે. |

---



વડ.



વાડકી.



દાડમ.



કાગડા.



લાકડી.



બિલાડી.

| હડા | લડે | રમાડે | કાકડી | કડછી. |
|---|---|---|---|---|
| હડી | રડે | પકડે | રેવડી | ખીચડી. |
| કડી | તેડે | પછાડે | શેરડી | ઠેકડા. |

ચમન, કેમ રડે છે ?
મારી પાસે આવ.
જરા ખીચડી ને પાપડ ખા.
પછી દાડમ ને શેરડી ખાજે.
આ બિલાડી તને ગમે છે ?
આ ડબી તને ગમશે ?
આ મારી રમવાની ગાડી લે.
ગાડી ગડગડ ગડગડ ચાલે છે.

---

## પાઠ—૫.



દફતર.



ફાનસ.

| | | | | |
|---|---|---|---|---|
| સાફ | ફાડી | ફેરા | મફત | ફરશે. |
| માફ | ફાડે | ફરે | બરફી | ફેરવશે. |
| માફી | ફાવે | ફેરવે | ફાવશે | |

---

સવિતા દફતર લઈ ઘેર આવી.
પછી ફાનસ સાફ કરવા બેઠી.
બાપાએ સવિતાને બરફી આપી.
સવિતાએ બરફી ખાધી.
પછી એ ભાઈ સાથે ફરવા ગઈ.
ભાઈ એને વાડીએ લઈ ગયા.
ફરફર ફરફર વા વાય.
વાડી લીલીછમ દેખાય.
એથી સવિતા રાજી થાય.

---

## પાઠ—૬.



ખુરસી.



ઉતરડ.



કુકડા.



ગુલાબ.



ફૂલ.



કબુતર ઊડે છે.



જમરૂખ.



ઊન.



સુરજ ઊગે છે.



મૂછ.

ૂ = ઉ. ૂ = ઊ.

| બચુ | પુરી | ઉજમ | રૂ | કાજુ. |
|---|---|---|---|---|
| જગુ | ચુડી | ઉમર | ખૂબ | કુસુમ. |
| ભાનુ | મુઠી | ઊઠ | દૂધ | કુમુદ. |
| લાડુ | ખુશી | મૂક | બૂમ | ગુલબાઈ. |

---

કુસુમ બેન, આ ખુરસી ઉપર બેસ.
લે, આ કાજુને દરાખ ખા.
આ કુકડા કેવા સારા દેખાય છે !
પેલા છાપરા ઉપર કબુતર છે.
કુસુમ, આપણે કબુતર ચીતરીએ.
કુમુદ અને મનુભાઈ જમે છે.
કુસુમ બેન, જમવા આવીશ ?
મારી બા પુરી, લાડુ અને શાક પીરસે છે.
એ ખાઈ લે, પછી દૂધ ભાત ખાજે.

---

## પાઠ—૭.



ધમણ.



એરણ.





## લસણ. શરણાઈ. બરણી.

| | | | | |
|---|---|---|---|---|
| ગણ | ઘણા | મણી | રમણ | કઠણ. |
| ભણ | ચણા | પાણી | ભણે | દાતણ. |
| પણ | દાણા | ઉજાણી | ગણે | માખણ. |

---

બા, અથાણાની બરણી લાવ.
આજ અમારે ઉજાણી કરવી છે.
ભાણીબા ભાખરી ને ધાણી લાવી છે.
કુમુદબેન કાજુ અને દરાખ લાવી છે.
ભાણાભાઈ ચણા મમરા લાવે છે.
જગુભાઈ શાક અને લાડુ લાવશે.
રમણભાઇ બરફી અને પુરી લાવશે.
મણી બેન, આપણે પાણી ભરી લઈએ.
બધી ચીજ આવી જાય, પછી ઉજાણી કરીએ.
જગુભાઇ શરણાઇ વગાડશે, ને ઉજાણી પુરી થશે.

---

## પાઠ—૮.



મોર.



કુતરો.



ઘોડો.



ખિસકોલી.

## ો = ઓ. ઓરડો.

| જો | જાઓ | આવો | મારો | છોકરી. |
|---|---|---|---|---|
| તો | લખો | બેસો | કુવો | સોપારી. |
| લો | રમો | ગણો | કોસ | લાવશો. |
| છો | કુદો | ઊઠો | શોભે | બેસજો. |

મોતીભાઇ, આ અમારો ઘોડો છે.
એ ઘણો જોરાવર છે.
તેથી તે ખૂબ દોડી શકે છે.
ઘોડે ચડી મારી સાથે વાડીએ ચાલો.
જુઓ, અમારી વાડી કેવી સારી છે !
પેલા ખૂણા પાસે કુવો છે.
કુવા ઉપર કોસ ચાલે છે.
કોસ કેવો કિચુડ કિચુડ બોલે છે !
લીલીછમ વાડી કેવી શોભે છે !
જુઓ, પેલો મોર ફરે છે.
મોર કેવો શોભીતો દેખાય છે !

---

## પાઠ—૯.



હરણ.



હાથ.





## હોડી. વાહ, હાથી વાહ !

| | | | | |
|---|---|---|---|---|
| હરી | ડાહી | હેઠે | હોઠ | મોહન. |
| હવા | હીરા | બહુ | હેત | હુસેન. |
| હા | નાહી | નહિ | વહાલ | હરિલાલ. |
| હાર | રહી | રહો | વહેલી | મહેતાજી. |

---

હરિલાલ રોજ સવારે વહેલો ઊઠે છે.

એ સારી રીતે દાતણ કરે છે.

દાતણ પાણીથી પરવારીને નાહી લે છે.

પછી તેની બા એને દૂધ પીવા આપે છે.

દૂધ પીને ઘડીક હરેફરે છે.

પછી તે પોતાના પાઠ લખે છે.

પાઠ લખીને બહાર રમવા જાય છે.

જુદી જુદી રમતો એ રમે છે અને બધાને રમાડે છે.

હરિલાલ આજ અમને હાથી અને હરણ બતાવશે.
પછી એ બધાને હોડીની રમત રમાડશે.
હરિલાલ રોજ પોતાની ચીજો ઠેકાણે મૂકે છે.
તે કોઇને કદિ આડી આવતી નથી.
તેથી હરિલાલ ઉપર મહેતાજી રાજી રહે છે.

---

## પાઠ—૧૦.



નળ.



હળ.



બળદ.



સીતાફળ.



ઇયળ.





મૂળો.　　　　શિઆળ.

| ફળ | માળા | તાળી | ગોળો | નિશાળ. |
|---|---|---|---|---|
| દાળ | કાળા | જાળી | ઉછળે | કાગળ. |
| ગોળ | પીળા | ગોળી | ઉછાળો | વાદળી. |
| ધૂળ | ધોળા | ધોળી | રૂપાળો | દિવાળી. |

---

દિવાળી બેન, રમવા આવોશ ?
મારી પાસે આઠ દડા છે.
બે દડા ધોળા છે અને બે દડા કાળા છે.
બે દડા વાદળ જેવા વાદળી છે,
અને બે હળદર જેવા પીળા છે.
બધા દડા ગોળ છે.

એ દડા બહુ ઉછળે છે.
આપણે પીળા દડા ઉછાળીએ.
જો, તારો દડો નળ નીચે ગયો.
તેથી એ પલળી ગયો.
લે, આ વાદળી દડાથી રમ.

---

## પાઠ—૧૧.



ઝભલાની ઝાલર.



ઝાડ.

| મઝા | ઝીણા | બાઝે | ઝુલાવે. |
|---|---|---|---|
| ઝાઝા | ઝીણી | દાઝે | ઝગઝગ. |
| ઝાઝી | ઝોળી | સૂઝે | |
| બાઝી | ઝુલે | ઝડપ | ઝળકે. |

---

ઝીણાભાઈ આમ આવ.
તારા ઝભલાની ઝાલર બતાવ.
વાહ ! કેવી મઝાની ઝાલર છે ?

જો, પેલા છોકરા ઝાડ પર ચડે છે.
એ ઝડપથી કેવા ચડી જાય છે !
પેલા ઝાડની ડાળી ઘણી નીચી છે.
ચાલ, આપણે તેની ઉપર બેસીએ.
હવે ડાળીને ખૂબ હલાવીએ.
ઝાડપર ઝુલવાની કેવી મઝા પડે છે !

---

## પાઠ–૧૨.



પોપટ.



ખાટ.



માટલી.



પાટી.



લોટો.

| ઝટ | માટી | વાટે | ટુકડો | બટાટા. |
|---|---|---|---|---|
| ઘાટ | પેટી | ચાટે | રોટલી | ખાટલો. |
| લોટા | ટોપી | મોટો | લખોટો | ઝટપટ. |
| ચાટા | છોટુ | ખોટો | ટોપલો | ફટાકડા. |

---

છોટુભાઈ, આપણે આજ માટીના ઘાટ બનાવીએ.

આ પાણીનો લોટો છે.

પેલા ખાટલા પાસે ટોપલો છે.

એ ટોપલાની માટી સારી છે.

એના બરાબર ટુકડા કર.

પછી એનો વાટીને ઝીણો ભૂકો કર.

હવે એને પલાળીને ગારો બનાવીએ.

જો, કેવો સરસ ગારો થયો !

હવે ગોળા કરીને પાટલા ઉપર મૂકીએ.

પછી ઘન, પાટી અને પોપટ બનાવીએ.

---

## પાઠ—૧૩.



ઢગલી.



૧૮ = અઢાર.



દાઢી.



ઢોલ.

| કાઢ | ટાઢી | કાઢે | કાઢો | ઢોર. |
|---|---|---|---|---|
| ટાઢ | કઢી | વઢે | વઢો | ઢીલી. |
| ટાઢા | કાઢી | ઓઢે | ઓઢો | ઓઢણી. |

શિઆળો આવે ને ખૂબ ટાઢ પડે.
તેથી બધા રાત્તે ઓઢીને સૂઈ રહે.
સવારે ટાઢ બહુ વાય.
હાથ પગ ટાઢા ટાઢા લાગે.
દાઢી થરથર થરથર થાય.
ટાઢો ટાઢો વા વાય.
એ વખતે તાપવાની મઝા પડે.
ટાઢ ગમે તેટલી હોય,
પણ અમે તો ખૂબ કામ કરીએ.
કામ કરવાથી બળ વધે છે.

---

## પાઠ—૧૪.



ઘંટ.



શંખ.



પતંગ.



બંદુક.



અંગુઠો.

| | | | | |
|---|---|---|---|---|
| રંગ | કંકુ | અંજીર | મંદિર | શંભુભાઈ. |
| ગંધ | કંઠી | શંકર | બંગડી | ચંપાબાઈ. |
| ગંગા | ઘંટી | પંદર | નારંગી | વસંતરાય. |



વાંદરો.



કેળાં.



પાંચ.



ચાંચ.



આંખો.

| | | | | |
|---|---|---|---|---|
| આંબો | મારાં | થોડાં | અમારાં | આપણાં. |
| ખાંડ | ખાટાં | ઝાઝાં | જાડાં | કેટલાં. |
| દાંત | મીઠાં | ધોળાં | પાતળાં | કારેલાં. |
| વાંકો | ઘણાં | કાળાં | લુગડાં | પતાસાં. |
| ચાંદો | જાંબુ | પીળાં | લીધાં | પાંદડાં. |

---



ઘેટું.



ઊંટ.



ગધેડું.



પાંજરું.



ઉંદર.



સસલું.

| હું | ઊંઘ | મીઠું | ઘણું | ટોપરૂં. |
|---|---|---|---|---|
| તું | કાદું | ખાટું | લાંબું | પતાસું. |
| શું | કાચું | ખારૂં | આઘું | બારણું. |
| છું | પાકું | તીખું | કારેલું | અંધારૂં. |
| આવું | કેળું | માગું | કડવું | અજવાળું. |



શીંગડાં.



વીંટી.



રીંગણું.



સિંહ.



ભેંસ.



રેંટીઓ.

| ઈંટ | દહીં | તં | પેંડા | મોં |
|---|---|---|---|---|
| ભીંત | લીંબુ | મેં | ફેંકે | પહોંચે |

## પાઠ–૧૫.



પૈડું.







પૈસો.









૧૪ = ચૌદ



કાકાકૌઆ.

ૈ = ઐ.

ૌ = ઔ.

---

| વૈદ | બૈરાં | સૌ | તૈયાર | તૈયબઅલી. |
|---|---|---|---|---|
| પૈડાં | છૈયાં | ગૌરી | શેઠાણી | નૌતમલાલ. |

---

અમારા ગામના શેઠનું નામ નૌતમલાલ છે.
શેઠાણીનું નામ કમળાગૌરી છે.
શેઠ શેઠાણી બહુ ભલાં છે.
સૌનાં છૈયાંછોકરાંને તેઓ હેતથી બોલાવે છે.
પાડોશમાં કોઈ માંદુ પડે, તો વૈદને બોલાવી લાવે.
વૈદ માંદાને બરાબર તપાસે, પછી દવા આપે.
શેઠને બે ઘોડા ગાડી છે.

મોટી ગાડી ચાર પૈડાંની છે.
નાની ગાડી બે પૈડાં વાળી છે.

---

## પાઠ–૧૬.



મારે ઘેર રાતી ગાય છે.
કોઈ ગાય કાળી હોય.
કોઈ ધોળી પણ હોય.
મારી ગાયની વાછરડી સુંદર છે.
ગાયને વાછરડી બહુ વહાલી લાગે છે.
ગાય ઘાસ ખાય છે.
ગાયને ઘાસ નાખવું મને બહુ ગમે છે.
હું રોજ ગાયનું દૂધ પીઉં છું.
એ દૂધ બહુ મીઠું લાગે છે.
દૂધમાંથી દહીં બને છે.
દહીં ખાટું હોય છે.
દહીંમાંથી છાશ અને માખણ બને છે.
માખણ ઊનું કરવાથી ઘી થાય છે.

---

## પાઠ–૧૭.

બેન કમળા, અહીં આવ.
જો, તારા હાથ પર કેટલો મેલ છે ?
નખમાં પણ કેટલો મેલ છે ?
ખાતી વખતે એ મેલ મોઢામાં જશે.
ચાલ, હું તારા હાથ ધોઉં અને નખ ઉતારૂં.
આવ, આ પાણીમાં તારા હાથ રાખ.
હું બીજું પાણી ને સાબુ લાવું છું.
આ સાબુ તારા હાથ પર લગાડ.
હું તારા હાથ પર પાણી રેડું છું.
બરાબર ચોળવાથી મેલ કેવો જતો રહે છે !
હવે હાથ કેવા સારા દેખાય છે !
લાવ, હવે તારા નખ ઉતારૂં.
જો, હવે નખ કેવા સરસ દેખાય છે !
વળી કાલે નાહીને બા પાસે માથું ઓળાવજે.
પછી બધાં તને ડાહી કમળા કહેશે.

## પાઠ–૧૮.



બચુભાઈ, પેલો કાગડો જુઓ.

એની ચાંચ કેવી લાંબી છે !

પેલી ચકલી ઊડે છે.

એની ચાંચ ટુંકી છે.

એ કાગડો શું કરે છે ?

પેલો પોપટ ઊડે છે, તે તરફ એ તાકીને જુએ છે.

પોપટનો રંગ કેવો સુંદર છે !

બે પાંખો વડે એ કેવો ઊડે છે !

પોપટની ચાંચ વાંકી ને રાતી છે.

ચાંચ, એને શા કામમાં આવે ?

ચાંચ વડે પોપટ ખાય છે.

પોપટ શું ખાતો હશે ?

જમરૂખ, કેરી, બોર વગેરે ફળ એ ખાય છે.
મરચાં તો એને બહુ ભાવે છે.
પોપટ બહુ મીઠું મીઠું બોલે છે.
માટે સૌ એને પાળે છે.
મારે ઘેર પાંજરૂં છે, તેમાં અમે પોપટ પાળેલો છે.

---

## પાઠ–૧૯.



એક બિલાડી હતી.
એને બે બચોળીઆં હતાં.
બચોળીઆં બહુ રૂપાળાં હતાં.
એક દિવસ એ મારે ઘેર આવી.
અને વારા ફરતી એકેક બચોળીઉં લાવી.
પછી ઉંદરના દર પાસે ડાહી થઈને બેઠી.

બિલાડી ઉંદરને બોલાવવા મંડી.

ઉંદરભાઈ, ઉંદરભાઈ, બહાર તો આવો.

હું તમને મળવા આવી છું.

મારાં બચોળીઆંને સાથે લાવી છું.

આપણે બધાં ભેગાં થઇને રમશું.

રમવાની ખૂબ મઝા પડશે.

કેમ આવતા નથી ?

જવાબ પણ કેમ દેતા નથી ?

એક ઉંદરે દરમાં બેઠાં બેઠાં જવાબ દીધો.

સાંભળો બેન, અમારે તમારી સાથે રમવું નથી.

એક દહાડો તમારા જેવી બેન આવી હતી.

એને મળવા મારો નાનો ભાઇ ગયો હતો.

પણ એતો ગયો તે ગયો જ.

પાછો દેખાયો જ નહિ.

માટે બેન, તમારે ઘેર જાઓ.

---

## પાઠ—૨૦. અક્ષર માળા.

અ, આ, ઇ, ઈ, ઉ, ઊ, ઋ,
એ, ઐ, ઓ, ઔ, અં, અઃ

---

| | | | | |
|---|---|---|---|---|
| ક | ખ | ગ | ઘ | ઙ |
| ચ | છ | જ | ઝ | ઞ |
| ટ | ઠ | ડ | ઢ | ણ |
| ત | થ | દ | ધ | ન |
| પ | ફ | બ | ભ | મ |
| ય | ર | લ | વ | શ |
| ષ | સ | હ | ળ | ક્ષ |

જ્ઞ

ક, કા, કિ, કી, કુ, કૂ, કે, કૈ, કો, કૌ, કં, કઃ

આમાંના ઋ, અઃ, ષ, ક્ષ અને જ્ઞ નો ઉપયોગ, તમે પહેલી ચોપડીમાં શીખશો અને ઙ ઞ મોટા થશો પછી શીખશો.

સમાપ્ત.

# ભગવાનનું ભજન

( રાગ કલ્યાણ )

નમન. નમન, નમન, વિષ્ણુ તને નમન,
નમન, નમન, વિષ્ણુ તને, સદા નમન, નમન. ટેક

આકાશે સુરજ ચાંદો ને, તારા અપરંપાર,
હવા પાણી સૌ કેવાં મીઠાં આપે સુખ અપાર.
નમન, નમન, નમન—

ધરતી ઉપર ભાત ભાતની, શોભા અપરંપાર,
દયા કરીને દીધી અમને, દેવા સુખ અપાર.
નમન, નમન, નમન—

પિતા એક તું આખા જગનો, સાચો પાલનહાર,
દયા કરીને દેવ બધાંને, સુમતિ દેજો સાર.
નમન, નમન, નમન.—